આવી રીતે થોડી વારમાં અગ્નિદેવે પોતાનું કાર્ય પૂરું કર્યું ને ઝેરીમલ્લ તથા જાસલ્લનાં શરીર બળીને ભસ્મ થઇ ગયાં. તેની નિશાનીમાં ચિતાની આગળ માત્ર હાડકાં તથા રાખનો ઢગલો પડયો રહ્યો. પછી નગરજનો શોકાતુર વદને નગર તરફ જવા લાગ્યાં. ચિતાની ભસ્મને ચંદ્રાવતીના પવિત્ર જળમાં નંખાવી મહારાજા ચંદ્રસિંહે ત્યાં આગળ સતી માતાના સ્મરણાર્થે એક મંદિર ચણાવવાની પ્રધાનજીને આજ્ઞા કરી. તે પછી પોતાનાં આપ્તજનોને લઇ મહારાજા ચંદ્રસિંહ નગરમાં ગયા.

આવી રીતે અજીતગઢના રાજ્યકુટુંબનો શત્રુ, ભયંકર કાર્યોનો કરનાર, હિંમતવાન, શૂરો, સાહસિક ને મૃત્યુ સમયે પશ્ચાત્તાપ કરનાર ઝેરીમલ્લ આ સંસારમાંથી સદાને માટે ચાલ્યો ગયો. વિકરાળ કાળે પોતાના અમલથી ભયંકર કાર્યો કરનાર ઝેરીમલ્લને ક્ષણ માત્રમાં પોતાની પાસે બોલાવી લીધો.

## પ્રકરણ ૪૬ મું.

### છેવટ.

હવે આપણી આ નવલકથાની પૂર્ણાહુતિ થઇ તેની સાથે ભયંકર ઝેરીમલ્લ તથા તેનાં છૂપાં રહેઠાણોનો પણ નાશ થયો. તેના સાથીઓમાં નાશ ભાગ થઇ રહી. કેટલાક ડુંગરોમાં નાસી ગયા ને કેટલાક ચંદ્રસિંહના સૈન્યમાં દાખલ થયા. ઝેરીમલ્લના મરણ પછી બંને મહારાજાઓ થોડા દિવસ વિજયનગરમાં સાથે રહી પોતાના પુત્રોને તથા પુત્રવધૂઓને આશીર્વાદ આપી પોતાના આશ્રમમાં જવાને તૈયાર થયા. તે બંને મહારાજાઓની સાથે વૃદ્ધ પ્રધાન પ્રતાપસિંહ તથા અમરકંટકનો વૃદ્ધ મંત્રી નરેન્દ્રનાથ તથા રણજીતસિંહનાં ધર્મપત્ની એટલાં જવાને તૈયાર થયાં. બીજે દિવસે પ્રાતઃકાળે બંને મહારાજાઓ પોતાના મંડળને સાથે લઇ સર્વને આશીષ આપી મોક્ષ સાધનને માટે જંગલ તરફ વિદાય થઇ ગયા. તેમને વળાવવાને માટે

ચંદ્રસિંહ અને રણુમલસિંહ થોડેક સુધી જઇ તેમની આજ્ઞા માગી પાછા વળ્યા. તે પછી રણુમલ થોડાક દિવસ ભાઇની પાસે રહી ભાઇ તથા ભાભીની આગળ બનેલા દુઃખદાયક બનાવોનું વર્ણન કરતો હતો ને ઝેરીમલના હૃદયભેદક મૃત્યુથી ખેદ કરતો હતો. આવી રીતે થોડાક દિવસ સુધી ભાઇની પાસે રહ્યા પછી તેણે પોતાના નગર તરફ જવાની ભાઇ પાસે આજ્ઞા માગી. ચંદ્રસિંહે ન્હાના બંધુને રાજ્યધર્મ સંબંધી યોગ્ય ઉપદેશ આપી સજળ નયને તેને સ્વરાજ્યમાં જવાની આજ્ઞા આપી. પછી ભાઇ તથા ભાભીને પ્રણામ કરી રત્નપ્રભાને લઇ સૈન્ય સાથે રણુમલે પોતાના નગર તરફ પ્રયાણ કર્યું. કેટલાક દિવસ સુધી મુસાફરી કરી તે પોતાના નગરમાં જઈ પહોંચ્યો અને સુખમાં રાજ્ય કરવા લાગ્યો. ચંદ્રસિંહ પણ વિજંયનગરમાં રહી પોતાના નગર અજીતગઢની સારી વ્યવસ્થા કરી કુમુદકુમારી સાથે આનંદથી દિવસો નિર્ગમન કરવા લાગ્યો.

વ્હાલા વાંચકો ! આ નવલકથા અત્રે સમાપ્ત થાય છે. સારાંશમાં ફક્ત એટલુંજ કે આખરે "સત્યનો જય અને પાપનો ક્ષય" થાય છે.

## સમાપ્ત.